# અર્પણ પત્રિકા.

---

સદા પરોપકારી ધર્મ ધુરંધર,—

રા. રા. મે. ભાઈશંકર નાનાભાઈ.

સોલિસિટર સાહેબ,

મુ૦ મુંબઈ.

ભારત્ વર્ષમા થઈ ગએલા મહા, યશસ્વિ, વિર, સત્યવાદી, મહાત્મા, પુરૂષોના પવિત્ર ચારિત્રાની પ્રગટ થતી લઘુ પોથીઓનો બહોળો ફેલાવો થતો જોવા ઇચ્છનાર આપ સ્વદેશ પ્રેમી, ધર્મ ધુરધર પરોપકારી સજ્જન ગ્રહસ્થનેજ ઘણા માન અને ઉત્સાહથી આ શ્રી કૃષ્ણ ચારિત્રની પવિત્ર પોથી અર્પણ કરૂછુ.

..ા ચતુર્દશિ.
શનીવાર.
સવત ૧૯૫૬

લી.
પ્રસિદ્ધ કર્તા.

---

# હવે પછી બહાર પડનાર ચારિત્રો

પરસુરામ

રામચંદ્રજી.

દતાત્રય.

ભષ્માસુર વધ—મોહિની

કાર્તિકસ્વામિ.

શંકરસ્વામિ

ઈત્યાદિ, ઈત્યાદિ, ઈત્યાદિ.

વામન અને બળી

પાંડવ

પ્રલાદ

પુસ્તક પ્રસારક કંપની
ખંભાત.

# પ્રસ્તાવના

આર્યાવર્તમાં થઈ ગએલા પ્રાચીન, મહાત્મા, હૈવાસી, સત્યવાદી, જીતેન્દ્રિય, પરાક્રમિ પુરૂષોનાં પવિત્ર ચારિત્રો પ્રસિદ્ધ કરી જનમંડલમા બહોળો ફેલાવો કરવા પુરતો જ અમારો ઉદ્દેશ છે

અમારા આ શુભ વિચારને પ્રારભમા જ ધર્મ ધુરધર પરોપકારી સ્વદેશ હિત્તેચ્છુ વિદ્વાન સાક્ષર શ્રી ભાઈશકર નહાનાભાઈ સોલીસિટર સાહેબે બનતી રીતે ઉત્તેજન આપવા ઉદાર વૃતિથી ઉમંગ બતાવ્યો છે. જેથી અમો તે પરોપકારી ધર્માભીમાની સદ્‌ગ્રહસ્થનો ઘણો ઉપકાર માનીએ છીએ.

અમો આશા રાખીએ છીએ કે દરેક હિન્દુ ધર્માભીમાની ગ્રહસ્થ આ ઉત્તમ કાર્યનો બહોળો ફેલાવો થવા તેમા બનતી રીતે આશ્રય આપશે.

| | |
|---|---|
| ખંભાત,<br>વિજયાદસમિ<br>બુધવાર<br>સંવત ૧૯૫૬ | લી.<br><br>પ્રસિદ્ધ કર્તા. |

ॐ

तत् सत् परमात्मने नमः

# શ્રી કૃષ્ણ.

આ દેવાંષિ મહાત્મા પુરૂષનો જન્મ દ્વાપર યુગમાં શ્રાવણ વદ ૮ બુધવારે મધ્ય રાત્રીએ રોહિણી નક્ષત્રમાં મથુરા નગરીના યદુવંશી વસુદેવજી યાદવને ઘેર થયો હતો તેમની માતાનુ નામ દેવકીજી હતુ

મથુરામા આ વખત ઉગ્રસેન રાજાનો પુત્ર કંસ રાજ્ય કરતો હતો અને તે દેવકીજીનો ભાઈ તથા કૃષ્ણનો મામો થતો હતો. કંસ બહુ દુષ્ટ બુદ્ધિનો હતો. તેણે પોતાના પિતા ઉગ્રસેનને ગાદીએથી ઉઠાડી મૂકી પોતે રાજ્યનો માલિક થયો

હતો. જ્યારે તેના કાકા દેવકે તેનીજ આજ્ઞાથી પોતાની પુત્રી દેવકીને વસુદેવ સાથે પરણાવી, ત્યારે કંસ તેને મોટા ઠાઠમાઠથી વિદાય કરવા જતો હતો. પણ તેવામાં આકાશ વાણી થઈ કે, તેનો આઠમો પુત્ર તારો કાળ અવતરશે. એ સાભળી કંસ દેવકીના માથાના કેશ પકડી તરવાર વડે તેને મારી નાખવા તૈયાર થયો પરંતુ વસુદેવે તેને વિનતી કરી કે, નિર્દોષ સ્ત્રીનો વધ શા માટે કરો છો ? એનો પુત્ર તમારો કાળ થવાનો છે, માટે તેને મારજો. એ ઉપરથી કંસ દેવકીને ન મારતાં વસુદેવને પાછી સોપી. પરતુ થોડા વખત પછી કંસે આ દ્વેષને લીધે દેવકીને તથા વસુદેવને કાળાગૃહમા પુરી કેદ કર્યાં હતાં. અને તેને જેટલા બાળક થતા તેને મારી નાખતો હતો.

કૃષ્ણના જન્મ વિશે એમ કહેવામાં આવેછે કેઃ–

વિષ્ણુએ દેવકી તથા વસુદેવજીને કાળાગૃહમાં એક દિવસ પોતાનું તેજોમય સુદર ચતુર્ભુજ સ્વરૂપ દેખાડયું અને કહ્યું કે, તમોએ ત્રણ જન્મ સુધી

તપ કર્યું છે, માટે હુ તમારે ત્યાં જન્મ લેઉં છું. તમો ગોકુળમાં નંદને ઘેર જસોદા પાસે મને મૂકી આવજો ત્યાં થોડો કાળ બાળલિલા કરીને હુ પાછો અહિ આવીશ, અને કંસ વિગેરેને મારી પૃથ્વીનો ભાર ઉતારીશ એટલું કહી વિષ્ણુંએ અંતર્ધ્યાન થઈ બાળ રૂપ ધર્યું દેવકીજીએ જાણ્યું કે, મને બાળક અવતર્યો. દેવકી તથા વસુદેવે વિષ્ણુના ચતુર્ભુજ સ્વરૂપની વાત સ્વપ્નવત્ જાણી એ રીતે કૃષ્ણનો અયોનિ સંભવ જન્મ થયો

કૃષ્ણનો જન્મ થયો કે તુરત વિષ્ણુની આજ્ઞા પ્રમાણે તેમને ગોકુળમાં નંદ નામે ગોવાળને ઘેર મોકલી દીધા. ત્યા નંદની સ્ત્રી યસોદાએ તેમનું પુત્રની પેઠે પાલણુ પોષણુ કર્યું. ગોકુળમા નંદને ઘેર બાળક અવતર્યો, એ ખબર જાણ્યાથી આખી નગરીમાં આનદ ઉત્સવ થઈ રહ્યો વસુદેવજીની બીજી રાણી રોહિણી જે ગોકુળમા પોતાના મિત્ર નંદને ઘેર હતી, તેને પણ પુત્ર થયો તેનું નામ પાડવાને વસુદેવજીએ રાજ ગુરૂ ગર્ગાચાર્ય ઋષિને

મોકલ્યા. તેમણે રોહિણીના પુત્રનુ નામ બળરામ અને દેવકી પુત્રનું નામ કૃષ્ણ, પાડયું.

કૃષ્ણના જન્મની ખબર ધીરે ધીરે કંસને કાને ગઈ, તેથી તે ઘણો ચિન્તામા પડયો. તેણે પોતાના મંત્રિઓને હુકમ આપ્યો કે, મારો વેરી ગોકુળમાં જન્મ્યો છે, માટે તેને શોધી કાહાડી મારી નાખવાના ઉપાય યોજો. પછી કંસે તેને શોધી કહાડી મારવાના અનેક ઉપાય કર્યા. પ્રથમ તેણે માસી પુતનાને ગોકુળમાં મોકલી. તે ગોવાલણનુ રૂપ ધરી કૃષ્ણને મારવા સારૂ યસોદા પાસે ગઈ. પ્રથમ તો તે કૃષ્ણનું અકળ સ્વરૂપ જોઇને તેમને રમાડવા લાગી. પછી કાલુ કાલુ બોલી છળ કપટ કરી તેમને પોતાનાં ઝેર ચોપડેલાં સ્તને ધવરાવવા લાગી. કૃષ્ણ મહા દિવ્ય સ્વરૂપે હતા. તેમણે એનું કપટ જાણી લેઈ તેનાં સ્તન એવા તો ચુસ્યાં કે દૂધની સાથે માસી પુતનાનો પ્રાણ પણ ખેચાવા લાગ્યો. તેના ડોળા ઉંચે ચડી ગયા અને અંતે મરણ પામી. પુત-

નાના મરણુથી કંસે જાણ્યું કે એજ મારો વેરી છે માટે તે હમણા નહિ મરે તો પછી મારવાની શી આશા? એમ વિચાર કરીને તેણે કૃષ્ણને મારવા સારૂ અનેક મારાઓ મોકલવા માડ્યા પણ કોઈથી તેમનુ મરણ નિપજ્યું નહિ.

કૃષ્ણ નાનપણથીજ અદ્‌ભૂત લીલાઓ કરવા લાગ્યા જેથી ગોકુળનાં સર્વ સ્ત્રી પુરૂષોનો તેમના પર ભાવ વધતો ગયો એક વખત કૃષ્ણે માયા રચી ગોકુળમા ઘેર ઘેર કૃષ્ણ રૂપ થઈ ગોરસડાં ફોડી દહીં, અને માખણ વગેરે વસ્તુઓ ખાવા લાગ્યા આથી સ્ત્રીઓ કટાળી તેમને તેડી માતા યસોદા પાસે વાત કરવા આવી. યસોદાએ કહ્યું કે, મારો કૃષ્ણ તો આ પારણામાં રમે. એવી વાત કરે છે એટલામાં તો ત્યા બીજી સ્ત્રી આવી, ત્રીજી આવી અને ચોથી આવી, એમ સેકડો સ્ત્રીઓ કૃષ્ણ દહીં દૂધ ખાઈ ગયાની ફરીયાદ કરતી આવી, પણ કૃષ્ણને તો પારણામાં સૂતેલા જોઇને સર્વેને આશ્ચર્ય લાગ્યું. કૃષ્ણનુ આવું પ્રભુત્વ

જોઇને સ્ત્રી પુરૂષોનો તેમના પર અધિક પ્રેમ વધ્યો. એક દિવસે કૃષ્ણે ઘરમા દહીં દૂધના ગોરસાં ફોડી સર્વ ઢોળી નાખ્યુ અને પોતાના જેવડા મિત્રોને તેડી લાવી, તે સર્વ ખવરાવી દીધું તેથી માતા યસોદાએ ચીડાઇને તેમને દામણુાથી બાધ્યા. તેથી તેઓ ગરીબડા જેવા થઈ ગયા.

પાંચ વર્ષની ઉમ્મરે કૃષ્ણ ગોવાળીઆઓની સાથે ગાયો તથા વાછરડા ચારવા જવા લાગ્યા. ત્યાં પણ તેઓ અદ્દભૂત કામો કરી સર્વને આશ્ચર્ય પમાડતા. વળી ગોપીઓની સાથે હાસ્ય કરી રમતા. ગોપીયો પાણી ભરવા જાય, તેમને રસ્તામાં રોકે, તેઓની ગાગર ફોડે, તેમની પાસે દાણ માગે, કદંબના ઝાડ ઉપર ચડી વાંસળી વગાડે, અને ગોપીયોના ગોરસા ભાગી નાખાં દહીં, દુધ, અને માખણ ચોરે. ગોપીયો યસોદા આગળ ફરીયાદ કરે, ને એ વળી માને નહિ. એવી કૃષ્ણે અનેક પ્રકારની લીલા કરી હતી. તેમની અગીઆર વર્ષની ઉમ્મર થતા સુધીમા તેમણે બાળલીલાના એસો

ઠીક કામો કર્યાં જેને વિષે કૃષ્ણાવતારની લીલાનું મુખ્ય પુસ્તક શ્રીમદ્‌ભાગવત પુરાણ છે તેમાં વર્ણન કરેલુ છે.

મામા કંસે કૃષ્ણને મારવા સારૂ અનેક ઉપાયો કર્યા, તે છતાં તે મરાયા નહિ, ત્યારે પોતે તેમને મારવા સારૂ ગયો પણ કૃષ્ણ તથા બળરામ બંને ભાઇઓએ મળીને તેનેજ મારી નાખ્યો. એ વેળા તેમની ઉમ્મર માત્ર અગીયાર વર્ષનીજ હતી કૃષ્ણે કંસને મારીને મથુરાનુ રાજ્ય કંસના પિતા ઉગ્રસેનને પાછુ આપ્યું પછી કૃષ્ણ, બળરામ નંદને ઘેરથી પોતાના પિતા વસુદેવને ઘેર મથુરામા જઈ રહ્યા. તેમના અદ્‌ભૂત પરાક્રમો જોઇને તેમના માત પિતાએ જાણ્યુ કે અમારા પુત્ર સાક્ષાત્ બ્રહ્મરૂપ છે તેમણે પોતાના બળથી કંસને માર્યો એ કાંઈ બાળક ન હોય એવા સાક્ષાત્ ઈશ્વરરૂપના અમે માબાપ કેમ થઈ શકીએ? અમારાથી તેમનાપર પુત્ર ભાવ કેમ બનાવાય? તેમનો આવો ભાવ કૃષ્ણના જાણ-

વામા આવ્યાથી વસુદેવ તથા દેવકીપર માયાનુ આવરણ કર્યું, કે, તેમનામા પુત્ર ભાવના પ્રગટી આવી. તેઓ પોતાના પુત્રોને જોઇને મનમા સંતાપ કરવા લાગ્યા કે, પુત્રો પરઘેર પરાધીન રહ્યા. અગીયાર વર્ષ ગૌ ચરાવી દુઃખી થયા, અને આપણા ઘરમા તેમને ભોજન સારૂ પુરૂ અંન પણ નથી માટે તેમને શુ જમાડીશુ ? માબાપનો આવો સંતાપ કૃષ્ણે જાણી લેઈ તેમણે કહ્યુ કેઃ—

" અરે ! માતાપિતા ! અમે તો તમારા ચોર છીએ કે આજ સુધી તમારી ચાકરી કરી નથી અમે તો આજ સુધી નંદ તથા યસોદાનેજ મા બાપ જાણ્યા હતા તમે કાળાગૃહમાં અપાર દુઃખી થયા, માટે અમારા બળને ધિક્કાર છે કે અમે તરત તમોને છોડાવ્યા નહિ.

આ સંસારમાં પુત્રને માબાપ સમાન બીજું કોઈ વ્હાલુ સગું નથી પુત્રને માતા એ દેવી રૂપ છે. પિતા ભગવાન રૂપ છે. માબાપના પગમા સર્વ તીર્થ રહ્યાંછે. માબાપને છોડીને જે તીર્થ કરવા

જાય, દાન, પુણ્ય કરે એ સર્વ વૃથા છે એતો રાંખોડીમાં હોમ કરવા સમાન છે. માબાપની સો વર્ષ સેવા કરીએ અને તેમને સોનાભાર તોલી દાન કરીએ, તોપણ, માબાપે જે શીતકાળમા એક રાત્રિ પુત્રની સેવા કરી હોયછે, તેની બરોબર થતું નથી એવી અપાર ઉપકાર વાળી માબાપની સેવા છે. જેણે માબાપને દુઃખ આપ્યું, તે પુત્રને દૈત્ય સમાન જાણવો. એવા કૃતઘ્ની પુત્ર ઉપર ઇશ્વરની અવકૃપા થાય છે. તે દરિદ્રી થઈ પરઘેર રહી દુઃખી થઈ પેટ ભરેછે જેણે માબાપની સેવા કરી નથી, તે નીચની વેઠ કરે છે જે માબાપનો તિરસ્કાર કરે, તે પશુનો અવતાર પામેછે. જે પુત્ર પોતાની સ્ત્રીને વશ થઇને માબાપને વૃદ્ધાવસ્થામાં દુઃખ દે છે તે ધનનો લોભી કૂતરાનો અવતાર પામેછે. ગુરૂને શિષ્યે, મોટા ભાઇને નાના ભાઇએ વિષ્ણુરૂપ માનવા લાયક છે દાસને પોતાનો ધણી પુજનીક છે. સ્ત્રીને પોતાનો પતિ ઈશ્વર રૂપછે જેને જે માનવા લા-

યકછે, તેને તે દેવ જેવાં સમજવાં જે મનુષ્ય સેવવા યોગ્ય છે, તેની સેવા કરતાં નથી તો તે આ ભવજલમાં ડુબ્યો સમજવો. અમે આજસુધી તમારી સેવા કરી નથી. અમે વૃંદાવનમાં રમતા ફર્યા, અને તમારા પગમા બેડી રહી, એ અમારો અપરાધ તમે ક્ષમા કરશો અમે તો તમારા પુત્ર રૂપ કડવા ફ્લ છીએ. અમે મોટા થઇ તમને સુખ આપીએ ત્યારેજ અમને તમારા ખરા પુત્ર સમજશો. ઈત્યાદિ મધુર વચનો કહી માબાપને આનંદ આપ્યો.

કૃષ્ણે સ્નાન સંધ્યાદિક નિત્યકર્મ કરવાને ઉપમન્યુ ઋષિ પાસેથી દિક્ષા લીધી હતી. તે પ્રમાણે તેઓ નિત્યકર્મ અને ઉપાસનાદિ નિયમસર કરવામા તત્પર રહેતા હતા. કૃષ્ણ તથા બળરામને તેમના પિતા વસુદેવે ઉપવિત ધારણ કરાવ્યું પછી ઉજ્જન પાસેના વનમા વસતાં સંદિપન ઋષિને ત્યાં વિદ્યાભ્યાસ કરવા મોકલ્યા તેમણે ગુરૂની સેવા કરી થોડા દિવસમાં વેદ, ઉપ-

વેદ, ન્યાય, તત્વજ્ઞાન, ધનુર્વિદ્યા, અને નીતિશાસ્ત્ર વગેરેનો અભ્યાસ કર્યો હતો.

મગધ દેશનો રાજા જરાસંગ ઘણો જોરાવર અને દુષ્ટ હતો. તે કંસનો સસરો થતો હતો. માટે તેણે પોતાના જમાઈ કંસનુ વેર લેવા સારૂ મથુરાં ઉપર ચડાઇ કરી. તેની સામે ઉગ્રસેન રાજાની વતી કૃષ્ણ તથા બળરામે યુદ્ધ કર્યું તેમાં જરાસંગના લશ્કરનો સંહાર થયો, અને તે નાશી ગયો. ત્યારપછી જરાસંગે ફરી ફરીને સત્તર વાર યુદ્ધ કર્યું, પણ દરેક વખતે હારીને તેને નાશી જવું પડયુ. તેથી તે લજ્યા પામીને વનમાં તપ કરવા ગયો.

ત્યારપછી કૃષ્ણે પશ્ચિમ સમુદ્ર કિનારે બાર યોજન જમીન મેળવીને ત્યા વિશ્વકર્મા નામે હુશિયાર શિલ્પશાસ્ત્રીની પાસે એક મોટું નગર વસાવ્યું અને તેનું નામ દ્વારિકાં પાડયું, કૃષ્ણ અને સર્વે યાદવો દ્વારિકામાં જઇને વસ્યા ત્યાં તેમણે ઘણાં સુખનાં સાધનો સંપાદન કર્યા. દ્વારિકામાં

ગયા પછી જરાસંગ રાજાની તરફથી કાલયવન કૃષ્ણની સાથે લડવા ગયો, પણ તે મુચકુંદના હાથે માર્યો ગયો. ત્યારપછી કૃષ્ણે વૈદર્ભ દેશની [1]રુક્મિણીનું હરણ કર્યું. તે વખત તેમને રૂકમ, શિશુપાળ, અને જરાસંગની સાથે યુદ્ધ કરવું પડ્યું. પણ તેમા એ સઘળાને તેમણે સત્રાજીત નામે યાદવનો મણી ખોળવા જતા જાંબુવાનની સાથે યુદ્ધ કર્યું હતું, પણ છેવટ તેમના પરાક્રમથી તેણે આનંદ પામી પોતાની કન્યા જાંબુવતીને કૃષ્ણ સાથે પરણાવી હતી

વળી સત્રાજિતને કૃષ્ણે મણિ લાવી આપ્યો, તેના ઉપકારના બદલામાં તેણે પોતાની પુત્રી સત્યભામાને કૃષ્ણ સાથે પરણાવી હતી. પ્રયાગ

---

૧ રુક્મિણીથી શ્રી કૃષ્ણને “પ્રદ્યુમ્ન” નામે પુત્ર થયો હતો. એ પ્રદ્યુમ્નનો પુત્ર અનિરૂદ્ધ, તે બાણાસુરની કન્યા ઉષા—ઓખા સાથે ગાંધર્વ વિવાહથી પરણ્યો હતો. અનિરૂદ્ધની માતાનું નામ “ રતિ ” હતું.

જ્યોતિષ્ટપુરનો રાજા નર્કાસુર ઘણોજ અધર્મિ હતો. તે આજુ બાજુના રાજા અને પ્રજાપર જુલમ કરતો હતો. તેને ઘણા રાજાઓની કન્યાઓ ને બળ જોરથી પકડી લાવી, પોતાના નગરમાં રાખી હતી એ નર્કાસૂર તથા તેના મંત્રિને કૃષ્ણે મારી તેના પુત્ર ભગવતને સિંહાસન ઉપર બેસાર્યો હતો. અને તે રાજાઓની સોળહજાર એકસો કન્યાઓને છોડાવી મુક્ત કરી, તેમની સાથે કૃષ્ણે લગ્ન કર્યું હતુ. બાણાસુર મહા બળીયો રાજા હતો, તેની સાથે યુદ્ધ કરી તેને હરાવી ગર્વ ઉતાર્યો હતો. નૃગરાજા શ્રાપથી અધારા કુવામાં પડયો હતો, તેને કૃષ્ણે ચર્ણ અડકાડી દિવ્ય દેહે કર્યો હતો. પુંડરિક નામે રાજા મિથ્યા વાસુદેવનું નામ ધારણ કરી પ્રજાપર જુલમ કરતો હતો, તેને પણ મારી પ્રજાને સુખી કરી હતો, કૃષ્ણની ફોઈ કુન્તા સાથે હસ્તનાપુરના રાજા પાંડુનુ લગ્ન થયુ હતું તે સબંધને લીધે યુધિષ્ટિર આદિ પાંડુ રાજાના પુત્રો સાથે તેમને પરમ મૈત્રી થઈ હતી

તેઓ હમેશાં પાડવોનુ ભલુ ઈચ્છીને પોતાનાથી બને તેટલી મદદ તેમને રાજકાજ વગેરેના કામમાં કરતા હતા. પાડવો તેમને શાણા સલાહકાર મિત્ર જાણીને દરેક વિષયમાં તેમની સલાહ પુછતા હતા. તેથી કૃષ્ણને ઘણીવાર હસ્તિનાપુર જવું પડતું હતું દ્રૌપદિના સ્વયવરમાં પાડવોને પ્રથમ ગુપ્ત રીતે અને પછી પ્રગટ સહાય કરી તેમને જય અપાવ્યો હતો. અર્જુન જ્યારે તિર્થયાત્રા કરી દ્વારિકામાં આવ્યા, ત્યારે કૃષ્ણે વિચાર્યું કે, પોતાની બહેન સુભદ્રા સર્વ રીતે અર્જુનને યોગ્ય છે એવો વિચાર કરીને બીજા સબંધીયો પોતાના મતથી વિરૂદ્ધ પડે માટે અર્જુન પાસે સુભદ્રાનું હરણ કરાવ્યું હતું. આ જોઈ બળરામ તેની પાછળ ગયા, પણ કૃષ્ણે સમજાવી તેમને પાછા વાળ્યા, અને અર્જુન સાથે સુભદ્રાનું લગ્ન કરાવ્યુ.

પાંડવોએ ઈંદ્રપ્રસ્થમાં રાજસૂય યજ્ઞ કરવા સંબંધી કૃષ્ણની સલાહ માગી હતી તે વખતે તે-

મણે કહ્યું હતુ કે, જરાસંગ રાજા જ્યાસુધી જી-વતો છે, ત્યાસુધી તમારાથી રાજસૂય બનવો અ-સકય છે. કારણકે તે મહા બળવતર રાજા છે. તે ઉપરથી મહારાજા યુદ્ધિષ્ટિરે જરાસગને મા-રવા સારૂ કૃષ્ણ, અર્જુન અને ભીમસેન એ ત્રણ ને મોકુલ્યા, ત્યા ભીમસેનને હાથે જરાસંગને મરાવ્યો હતો.

યુદ્ધિષ્ટિરે કરેલા રાજસૂય યજ્ઞમાં જ્યારે રાજ-સૂયના અગ રૂપે સોમયાગ કરવાનો સમય પ્રાપ્ત થયો ત્યારે મહાત્મા વ્યાસ તથા ભીષ્માદિ સર્વ માનનિય પુરૂષો યજ્ઞની અતર્વેદીમાં આવ્યા ત્યાં કૃષ્ણને સર્વ કરતા વધારે યોગ્ય જાણીને તેમનું પ્રથમ પુજન કર્યું તે જોઈ ચેદીના રાજા શિશુ-પાળને રીસ આવી, તેથી સભા વચ્ચે તેણે કૃ-ષ્ણને કઠીણ ભાષણ કરીને અપમાન કર્યું શિ-શુપાળને તેમ કરતા સર્વે જણે અટકાવ્યો, અને ભીષ્મ બોલ્યા કે—"જે પુરૂષ જગત પુજ્ય શ્રી કૃષ્ણના પૂજનનો સ્વીકાર કરતો નથી, તેનું સાં-

ત્તન કરવુ યોગ્ય નથી. આ કૃષ્ણુ કેવળ આપ ણુનેજ પુજ્ય છે, એમ નથી પણ તે સઘળા ત્રૈ-લોકયને પણ પુજ્ય છે. શ્રીકૃષ્ણ ઘણા ઘણા રા-જાઓને જીતિ લીધા છે આ સભામાં એવો એક પણ રાજા જોવામા આવતો નથી કે જે કૃષ્ણથી અધિક હોય, ભીષ્મના આ બોલવાને સર્વે એ ટેકા આપ્યો તેમ છતા શિશુપાળે ફરીથી અ-સભ્ય વચનો બોલીને શ્રીકૃષ્ણનુ અપમાન કર્યું તેથી કૃષ્ણે ક્રોધ કરીને તેને પોતાના સુદર્શન ચક્રવડે મારી નાખ્યો હતો.

શિશૂપાળને મારીને કૃષ્ણ પાછા દ્વારિકામા આવ્યા, અને શલ્ય રાજા સાથે યુધ્ધ કરી તેને મારી નાખ્યો સુદામા જે પોતાની સાથે સદિ-પન ઋષિને ત્યાં શિક્ષણ લેવામાં હતો, એ ગુરૂ બંધુ પાછળથી દરિદ્રી સ્થિતિમા આવ્યો હતો તેથી તે એક વખતે પોતાની સ્રીના આગ્રહથી કૃષ્ણ પાસે આવ્યો. કૃષ્ણ પોતાના ગુરૂ બંધવને જોઇને રાજી થયા. અને તેનો ઘણી રીતે પ્રેમ

સહિત સત્કાર કર્યો. તેનું દારિદ્રટાળી સુખી કર્યો. પછી કૃષ્ણે પાંડવોની પીડા ટાળવાનો વિચાર કર્યો. દુર્યોધનાદિ કૌરવો પાંડવોને ઘણુ દુ:ખ દેતા હતા. સતી દ્રૌપદિના વસ્ત્રો દુ શાસને ભરસભામાં ખેચવાનો પ્રયત્ન કર્યો હતો એ વખતે પણ કૃષ્ણે ગુપ્તપણે રહી સતીને વસ્ત્રો પૂરા પાડી તેની લાજ રાખી હતી.

કૃષ્ણે કૌરવોને અનેકવાર સમજાવ્યા કે, તમો પાડવોને રાજ્યનો થોડો પણ ભાગ આપો તમે પાડવોપર દ્વેષ રાખો નહિ. પણ તેમણે માન્યુ નહિ જેનો નાશ થવાનો હોય છે તે કોઈ સત્ પુરૂષોની શિખામણ માનતા નથી, ત્યારે તેનો સત્વર નાસ થાય છે. પાંડવોના ઉપર કૌરવોનો જુલમ ઘણો હતો. તેઓ પૃથ્વીપર માત્ર બોજારૂપ હતા. તેમના જુલમથી પ્રજા પોકાર વધી ગયો હતો. એ ઇશ્વર કેમ સહન કરી શકે ? તેમણે કૃષ્ણ કે કોઇની શિખામણ માની નહિ, ત્યારે અંતે યુદ્ધ કરવાનો ઠરાવ થયો. પાંડવો અને કૌરવો બંને

કૃષ્ણના સગા હતા. પરંતુ અંતે ધર્મંજય, અને પાપે ક્ષય એ ન્યાય પ્રમાણે પરમેશ્વર પણ પરોક્ષ રીતે સત્યનેજ ત્રાજવે બેસે છે. અને સત્યનોજ પક્ષ ખેંચાય છે. કૃષ્ણે અધર્મિઓનો નાશ કરવાનુ ધાર્યું હતું. પાડવો તથા કૌરવો યુદ્ધની તૈયારી કરવા લાગ્યા અર્જુન અને દુર્યોધન બને કૃષ્ણની સહાયતા માંગવા ગયા, પણ તેમણે પોતે યુદ્ધ કરવા ઉભા રહેવાની ના પાડી. પણ પોતાનુ સૈન્ય મોકલવાની હા કહી. દુર્યોધને સૈન્ય માગ્યું તેપરથી કૃતવર્મા નામે યાદવને ઘણુ સૈન્ય આપીને મોકલ્યો અર્જુને કૃષ્ણને કહ્યું કે, તમે યુદ્ધ ન કરશો, પણ અમારી સાથે રહો. તેપરથી કૃષ્ણે તેમની સાથે રહેવાની ખુશી બતાવી ફરી યુદ્ધિષ્ટિરે કૃષ્ણ સાથે દુર્યોધનને કહાવ્યું કે, યુદ્ધ ન કરતા થોડું પણ રાજ્ય આપો, પણ તેણે ચોખ્ખી નાજ પાડી એથી કૃષ્ણને ક્રોધ ચ્ડયો. તેઓ નિરાશ થઈ યુદ્ધિષ્ટિર પાસે ગયા. પછી યુદ્ધની તૈયારી થઈ. કૃષ્ણ અર્જુનના સારથી થઇને યુદ્ધમાં ગયા.

અર્જુને રાજ્યને માટે કુળનો નાશ થાય, એવા ભયથી મૂર્છા ખાધી, ત્યારે કૃષ્ણે કૌરવોનો નાશ થવાનો છે, એ સઘળુ પોતાની માયાથી દૃશ્ય સ્થૂલરૂપે દેખાડ્યું. એટલે "જે શુદ્ધ ચૈતન્ય પોતે કલ્પનામા સર્વજ્ઞ છે, આ સૃષ્ટિમાં આગળ જે બનવાનું છે, એ સઘળુ સ્થૂલ રૂપે કૃષ્ણની માયાથી દેખાઈ આવ્યું. તેમા કાર્ય કરતા પણ પોતે જણાયા એ સઘળુ પ્રથમ જે સૂક્ષ્મ રીતે ઉત્પન્ન થયેલુ હતું, તે જણાઈ આવ્યુ. ભીષ્મ, દ્રોણ, અને કર્ણ વગેરે જે જીવતા હતા, તે છતા શુદ્ધ ચૈતન્યનોજ આભાસ આગળ નાશ થવાનો છે, એ સઘળુ ભવિષ જણાઈ આવ્યું હતું"

એ શિવાય કૃષ્ણે અર્જુનને ઉપદેશ આપ્યો હતો કે:—"આ દેહનો સ્વામી જીવાત્મા એક શરીરનો ત્યાગ કરી બીજામાં પ્રવેશ કરે છે ત્યારે તે પોતાની સાથે જેમ વાયુ પુષ્પનો સુગંધ લેઈ જાય છે, તેમ મન અને બીજી ઇન્દ્રિઓને પોતાની સાથે લેઈ જાય છે. મનુષ્ય પ્રાણીના કર્મનું

બંધન કરનાર માત્ર પ્રકૃતિજ છે. સઘળા કર્મો પ્રકૃતિથીજ થાય છે. કર્મનો આધાર જ્ઞાનવાળી સ્થિતિપર રહેલો છે. સઘળાં કર્મો ઉપાધિને યોગે થઈ શકે છે. અને તેનાજ યોગે સુખ દુઃખ પ્રાપ્ત થાય છે. ઉપાધિજ મનુષ્યને પુનર્જન્મ કરાવનારી છે. કૈવલ્ય મોક્ષને પામવાનું સાધન માત્ર એક કેવળ શુદ્ધ ચૈતન્યની ઉપાસના અને તેનીજ એકાગ્રતા કરી તેમાં લીન થવાથી થાય છે." ઇત્યાદિ બહુ અમુલ્ય બોધ "શ્રીમદ્ ભગવદ્ ગીતા" માં કહેલો છે. તે બુદ્ધિમાન પુરૂષોએ બહુ મનન કરવા યોગ્ય છે. ગીતાનો અભ્યાસ કરી તેનો નિશ્ચય જીવાત્મા સાથે કર્યાથી અદ્દભૂત લાભ થાય છે. અર્જુનને કૃષ્ણના રહસ્ય સિદ્ધાંતનો નિશ્ચય થયો, ત્યારે તે યુદ્ધ કરવા લાગ્યો અને શત્રુદળનો સંહાર કર્યો યુદ્ધમાં કૃષ્ણને શસ્ત્ર ધરવાનો નિયમ હતો, તો પણ જ્યારે અર્જુન ભીષ્મના બાણથી મુર્છિત થઈ પડયા હતા, ત્યારે કૃષ્ણે સુદર્શન નામે ચક્ર હાથમાં લેઇને સર્વેને થરથરાવ્યા હતા. આ

યુદ્ધમાં કૃષ્ણે પાંડવોને ઘણી યુક્તિ બતાવી દુર્યો- ધનાદિ કૌરવોનો નાશ કરાવ્યો, અને પાંડવોને જય અપાવ્યો. યુદ્ધ પુરૂ થયા પછી, યુધિષ્ટિરને ધામધુમથી પોતે શંખ વગાડી હસ્તિનાપુરના સિંહાસનપર બેસાડયા એ રીતે પાંડવોને નિર્વિઘ્ને રાજ્ય કરવાનુ સોપી કૃષ્ણ પાછા દ્વારિકામા ગયા. ત્યાં રહિને ઓદ્ધવ આદિને તત્ત્વજ્ઞાન સંભળાવ્યું હતું.

ત્યાર પછી ઉગ્રસેન તથા વસુદેવ વિના સર્વ યાદવોને લેઇને કૃષ્ણ પ્રભાસની યાત્રા કરવા ગયા. અહિ યાદવો સમુદ્ર કિનારે મદિરા પીને મસ્ત થયા. એ કેફની ધુનમાં પરસ્પરના બહુ વખાણ કરવા લાગ્યા તેમાં કજીયો ઉઠયો માંહો માહે શસ્ત્ર ખેંચાયા. તેમાં સર્વ યાદવો મરણ પામ્યા. તે વખતે કૃષ્ણ બળદેવ દૂર જઇને બેઠા હતા પછી બળરામે વૈકુંઠ જવાનો વિચાર કર્યો અને લંગોટી વાળી સમુદ્ર કિનારે દેહ તજી દેઈ વૈકુંઠ વાસ કર્યો કૃષ્ણે પણ જવાની ઇચ્છાથી ચતુર્ભુજ સ્વરૂપ ધા-

રણુ કર્યું અને હાથમાં શંખ, ચક્ર, ગદા, અને પદ્મ રાખી, એક પીપળાના ઝાડને અઢીગી જમણો પગ, ડાબા પગના ઘુંટણ ઉપર મુકી વૈકુંઠ જવાની ઇચ્છાથી એક ધ્યાનથી બેઠા હતા. એવામા જરા નામનો કોળી હાથમાં ધનુષ્યબાણ લેઇને ત્યા જઈ ચડયો. તેણે દૂરથી કૃષ્ણના ચળકતા પગને હરણની આંખ જાણીને બાંણ માર્યું તે કૃષ્ણના પગમા વાગ્યુ તેથી તે સ્વધામ ગયા.

એ રીતે કૃષ્ણે અનેક દુષ્ટ અધર્મિઓનો સંહાર કરી પૃથ્વીનો ભાર ઉતાર્યો હતો. તેમણે કાળને અનુકુળ ધર્મ, નીતિ, ન્યાય, અને વિવેકની સ્થાપના કરી હતી તેઓ મોટા પરોપકારી અને નિર્લોભી હતા. તેઓ રાજવંશી છતાં ગોવાળીયાની સ્થિતિમા ઉછર્યા હતા તે ચંદ્રવંશી યયાતી રાજાના પુત્ર યદુના વંશના હતા. તેમનું રાજ્ય ઘણા દેશોમા પ્રસર્યું હતું. દ્વારિકા તેમની રાજ્યધાની હતી. તેમના મણિનુ નામ કૌસ્તુભ, સાર્થિનું નામ દારૂક, ખડ્ગનું નામ નંદક, શંખનું નામ પાંચ

જન્ય, ગદાનુ નામ કૌમોદકી, અને મુખ્ય શસ્ત્રનુ નામ સુદર્શન હતુ. તેઓ શૃગારમા વિલાસી હતા રણમાં તેમની બરોબરી કરી શકે તેવો કોઈ યો· દ્ધા નહોતો. તેમની મુખમુદ્રા અવલોકન કરનારા· ઓના મનમાં જુદા જુદા ભાવ પ્રગટ થતા હતા તેઓ પૂર્ણ પ્રેમી પૂર્ણ સામભેદ, રાજનીતિ જાણ નાર, પૂર્ણ યોદ્ધા, પૂર્ણજ્ઞાની, અને પૂર્ણ રીતે કુદ રતનેજ અનુસરીને વર્તનાર હતા. કાળાગૃહમ જન્મી, સર્વ જીવને પોષણ દેનારી જે ગૌ, તે ગૌ ચારનાર ગોવાળોના અધિપતિ નંદને ત્યાં ઉ છર્યા તેમની મધુરીસી મૂર્ત્તિ જોઇને–સુંદર મુખ નીહાળીને ગોકુળની ગોપાગનાઓ વારી જવા લાગ પછી વયે આવતા વૃદાવનમાં ગાયો ચારવા જત વનવગડામાં ગાયો ચારવી, યમુના નદિના ત્રટપ નવપલ્લવ બન્સીવટની અતિગંભીર છાયા નિચે કાંબળી ઓઢી હાથમાં મોરલી લેઇને મધુરો સ રોદ કાઢવો; નવ, દસ વર્ષમા મૈયારીની મટુકીએ ફોડવી; દાણ માટે રકઝક કરવી; કાલાકાલા ર

જ્હોથી મોહ ઉપજાવવો; ફુટેલી મટુકીમાંથી પડતાં દહિ દુધ, અને માખણ લૂંટીને ખાવાં, એ ચિત્ર હૃદયને કેટલું બધું પ્રફુલ્લિત કરે તેવુ છે ? ! !

શ્રીકૃષ્ણ વિષ્ણુનો સાક્ષાત આઠમો અવતાર મનાયલો છે. તેઓ પૂર્ણ રાગી છતા વિરાગી હતા; પૂર્ણ ભોગી છતાં જોગી હતા. હિંદુઓ દેવલોમા શ્રીરામની પેઠે શ્રીકૃષ્ણની મૂર્ત્તિ સ્થાપિત કરીને લોકો તેમને પૂર્ણ પ્રેમે અને શ્રધાથી પૂજે છે. દરેક હિન્દુ તેમને પૂર્ણ પુરૂષોત્તમ માંની તેમના પવિત્ર નામનો મહાજપ શ્રીમુખે જપે છે. પ્રતિ વર્ષે હિન્દુઓ દેવલોમા તેમના જન્મ દિવસે ( શ્રાવણ વદ ૮ ) કૃષ્ણ જયંતિ અથવા ગોકુલ અષ્ટમીને નામે ઉત્સવ કરે છે. તે દિવસ હિન્દુઓના મોટા પર્વ—તહેવાર તરીકે પાળવામાં આવે છે. મથુરાં, અને ગોકુળમાં કે જ્યાં કૃષ્ણની જન્મ ભૂમિ છે ત્યા તે દિવસે તેનો વિશેષ મહિમાં આનંદ રૂપે પ્રસરી રહે છે. ઘણુંકરીને જન્માઅષ્ટમીને દિવસે ગુજરાત અને બીજા

દેશોમાં વૈષ્ણુવ સપ્રદાયના લોકો ઘેરે ઘેર પારણામાં લાલજીને ઝુલાવે છે. અને સ્થાપનાની ભવ્ય રચના બનાવે છે. બીજે દિવસે પંચાજીરી મહાપરસાદ અને ચરણામૃત તથા ફળફળાદી–મેવો વીગેરે ધરાવેલી વસ્તુઓ પ્રસાદિ તરીકે બધાને વહેંચવામાં આવે છે.

ઇતિ શ્રી કૃષ્ણુ પરમાત્મા સક્ષિપ્ત જન્મ ચારિત્ર વર્ણુન સપૂર્ણુ. શુભં ભવતુ. તથાસ્તુ.



# સુચના.

ભારત વર્ષના પ્રાચીન થઈ ગએલા મહાત્મા-ઓના ચારિત્રોથી આપણુ ભારત વાશિઓ ઘણા અજાણુ છીએ. અને તે અજાણુતા રહેવાનુ સબળ કારણુ તેવાં ચારિત્રો "શ્રીમન્ ભાગવત્,, "મ-હાભારત" "રામાયણુ" આદિ મોટા ગ્રંથોમાં હોવાથી એવી મોટી કીમતના મોટા ગ્રંથો ખરી-દવા અથવા તો ખરીદી તેના પાના ઉથલાવા દરેક આર્યો શક્તિમાન ભાગ્યે જ હોય અને તેને જ કારણે આપણા પ્રાચીન, બહાદુર, જીતેન્દ્રિય, સત્ય-વાદિ દેવાંસિ મહાત્માઓના પરાક્રમી અને પવિત્ર ચારિત્રો જે આપણે જાણુવા અવસ્યનાં છે તે જાણી શકતા નથી. તો તેવા મહાત્માઓના ચારિત્રોની પૃથક, પૃથક પોથીઓ જનમંડલને રુચિકર થઇ પડે તેવી રીતે પ્રગટ કરી બોહોળો ફેલાવો કરવા પુરતો જ અમારો ઉદ્દેશ છે. અને તે ઉદ્દેશને ઉતેજન આપવું એ દરેક આર્યાભિમાની ગ્રહસ્થોની ફરજ છે.

આવાં પુસ્તકોના ઉપર કોઈ પણ
કમત રાખવામાં આવી નથી તેનું કા
ઈશ્વરે આપ્યું છે તેવા ગૃહસ્થો પોત
આવે તે ભેટ આપી અમુક નકલો મંગા
જન આપશે તો ખરચ બાદ કરતાં જ
રકમમાંથી બીજાં તેવાં લઘુ પુસ્તકો
માટે દરેક સ્વદેશાભિમાની, સ્વધર્માભી
ગૃહસ્થે બનતું ઉત્તેજન આપવા આગ્રહ

જેઓ શકિત વગરના હશે તેમને અ
સદર પુસ્તકો મોકલી આપવામાં આવ
હરકોઈ ગૃહસ્થ શકિત પ્રમાણે જે કાંઈ રકમ મોકલ
તે લઈ માગ્યા મુજબ નકલ મોકલવામાં આવ

આ કાર્યને આશ્રય આપનારના નામ દરેક
સ્તકમાં પ્રકટ કરવામાં આવશે.

પત્ર વ્યવહાર નિચે મુજબ રાખવો. નાર
પત્ર લેવામાં આવશે નહી.

વ્યવસ્થાપક,

ખંભાત—પુસ્તક પ્રસારક કંપની